# જીવદયાનું ક્ષેત્ર.

## (મુંબાઇમાં મળેલી જીવદયા કોન્ફરન્સમાં શ્રીમાન સી. જીનરાજદાસે પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન)

પ્રારંભમાં હું જણાવીશ કે ૧૯ તથા ૨૦મી સદીઓ સારા અને ગણપણાના પાલનની લડતના સંબંધમાં અગ્રસ્થાન લેશે. મનુષ્યની ઉંડી લાગણીઓમાં હવે એ વિચાર પ્રવેશી ચુક્યો છે કે અમુક અનિષ્ટ બાબતો હવે વધુ સહી શકાય એમ નથી. આ જીવદયાની હિલચાલ મનુષ્યના મનમાં દયા પવિત્રતા અને ન્યાયની પ્રેરણા કરે છે. લાખો મનુષ્યમાં જુજ માણસોજ આ ભાવ સમજીને પોતાનું કાર્ય કરે છે. યથાખરા પોતાના પુરાણા કથનોને વળગી રહે છે છતાં એ જુજ માણસોનોજ અંતે વિજય થવાનો છે.

## પ્રાણીઓનું બલિદાન.

હિન્દમાં એક મોટામાં મોટું અશભ કામ એ છે કે દેવોને બલિદાન આપવા માટે પ્રાણીઓનો વધ કરવામાં આવે છે. આ દત્યા આપણે અટકાવવાની છે. આ રીતે બલિદાનનું પ્રથા દેવ તરફના પ્રેમભાવને લીધે નહિ પણ દેવોના ભયને લીધે શુરૂ થઈ ગઇ છે. હજારો વર્ષથી આ ભૂમિમાં પ્રાણીઓના બલિદાન અપાય છે જો કે તેને દરેક અગ્રેસર ધર્મ ધુરંધરે આ પ્રથા ધિક્કારી કાઢી છે. ગૌતમ બુદ્ધ અને મહાવીરે આ અનિષ્ટ સામે કમર કસી હતી છતાં હજી તે આજે પણ ચાલુ છે. આનું કારણ એ છે કે પ્રથમ તો આપણે ૩૦ કરોડ જેટલી વિશાળ પ્રજા છીએ અને આપણો સુધારો પ્રાચીન આર્યોનો સુધારો છે, જેમાં અત્રે વસતા પહેલાનાં અનાર્યોના રીતરિવાજો

પેસી ગયા છે. અને તે એટલા બધા રૂઢ થઇ ગયા છે કે આ જુના રીવાજો એકદમ છોડી શકાતા નથી. બીજી અડચણ એ છે જે કેટલાક અ-નાર્યો હિંદુ ધર્મમાં ભળી ગયા છે અને તેથી દેવોના પવિત્ર ધર્મને બગાડી નાખ્યો છે. આ રિવાજ હિન્દુ ધર્મમાં પ્રવેશ પામ્યા પછી તેનો બચાવ કરવા માટે ઘણું જતન કરવામાં આવ્યું છે. તેથી હિન્દુ ધર્મનો મોટો ભાગ એમ સમજીને પ્રાણીઓનું બલિદાન આપે છે કે તેની વિરૂદ્ધ શાસ્ત્રોમાં કોઇપણ જગોએ ઉલ્લેખ થયો નથી. આટલું છતાં કેટલાક ચુસ્ત વર્ગો આ પ્રથાને ધિક્કારે છે, અને તેથી અળગા રહે છે. આવી હત્યાને વખોડી કહાડનારા ધર્મ શાસ્ત્રના વચનોનો વધારે બહોળો પ્રચાર કરવો જોઇએ, તથા બાળકોના અભ્યાસક્રમમાં પણ તે દાખલ કરવાં જોઇએ.

મહાત્મા બુદ્ધ અને મહાવીર જેવા જ્યારે આનો સ્નેહથી તેવો અટકાવ કરવા ફળીભૂત થયા નથી તો આપણું શું ગજું ! પણ આજ સુધી જે અનુકુળ સંજોગો નહતા તે આજે આપણે મેળવવા ભાગ્યશાળી થયા છીએ. પ્રથમ આપણે નાની સંખ્યામાં એકઠા મળીશું, અને આપણો ધર્મ દરેક શહેર તથા ગામડામાં ફેલાવીશું. ધીમે ધીમે જાગૃતીનો ફેલાવો થાય છે તથા આ પુરૂષો આપણા આ નવિન ઉપદેશને વધાવી લેશે.

## માંસાહાર અને ધાન્યાહાર.

બલિદાનથી થતી પ્રાણીઓની હત્યા પછી બીજું અનિષ્ટ ખોરાક માટે થતી તેમની હત્યાનું છે. આ પણ એક લાંબા સમયના ઉંડા મૂળથી પ્રસરેલા રીવાજને આભારી છે. પરંતુ આને લગતા લાભો આપણી તરફેણમાં છે. પશ્ચિમની

પ્રજાઓમાં લડાઇ પહેલાં વનસ્પતિ આહારનો ક્રમ વધવા લાગ્યો હતો, જ્યારે હવે તો સર્વ લડાયક પ્રજાને આ આહાર કરવાનો ફરજ પડવા જેવું થયું છે. લડાઇ પછી પાછું માંસ મળવાથી કેટલાક માંસાહારી થઇ જશે, છતાં એક વખત એ આહાર ત્યાગ્યા પછી અને વનસ્પતિના આહારની શુદ્ધતા, તેનાથી મળતું આરોગ્ય વગેરે અનુભવ્યા પછી ફરીથી માંસ નહિ ખાનારાઓ પણ હજારો નીકળશે. કારણ કે વનસ્પતિના આહારથી ક્રૂરતા દૂર થાય છે અને મનુષ્યના સ્વભાવને એ વધારે ઓંઘ મેરનો છે. માંસાહારની તરફેણમાં અને વનસ્પતિ આહારના વિરૂદ્ધમાં મૂકી શકાય એવી એકે દલીલ નથી. શું માંસ બળ અને જોસ માટે જરૂરનું છે? જો એમ હોય તો જુઓ કે બાજરાળો ખાનારા સૌથી વધારે દોડી શકે છે અને પશ્ચિમના દેશોમાં સર્વ પ્રકારની મલ્લ-

કુસ્તીમાં માંસાહારીઓને હરાવી દે છે. ફક્ત ભાત મીઠું અને મરચાં ખાનારા આપણા મજુરો કેટલું સખત કામ કરી શકે છે. શું ગરમી રાખી શકવા માટે અગર ઠંડી સહન કરી શકવા માટે ઠંડા દેશોમાં માંસાહારની જરૂર છે ? ના. પશ્ચિમના દેશોમાં હજારો માણસો કેવળ વનસ્પતિનો આહાર કરનારાઓ છે. અને તેઓ સર્વથા તંદુરસ્ત છે. હું પોતે ઇંગ્લાંડમાં ડઝન કરતાં વધુ વરસો સુધી કેવળ વનસ્પતિ આહારી તરીકે રહ્યો છું.

ચીકાગો કે જ્યાં બેહદ ઠંડી પડે છે ત્યાં પણ રહ્યો છું, અને અઠવાડીક શિયાળા કાઢ્યા છે, અને તે આહારને લીધે કોઇ પણ રીતે વધારે ખરાબ રીતે નહિજ. કેનેડામાં શુન્ય ડીગ્રી નીચે ૨૫ ડીગ્રીની કમ-કમાટી ભરી ઠંડીમાં પણ રહ્યો છું, પરંતુ મને ત્યાંના બીજા માંસાહારીઓ કરતાં લેશ પણ વધારે ઠંડીની અસર થઇ નથી.

ઉલટા એથી સંખ્યાબંધ લાભ થાય છે અને તે એટલા બધા છે કે પ્રજાઓ, વ્યક્તિઓ પોતાનો દ્વેષભાવ છોડીને જરા વિચાર કરશે તો માંસ ખાવાનુંજ ભૂલી જશે. આ સંબંધમાં મને એક બાળપણની વાત યાદ આવે છે. આજથી ૧૨ વર્ષ પહેલાં જ્યારે હું કેમ્બ્રીજની કોલેજમાં વિદ્યાર્થી હતો, ત્યારે મેં ડાએટીક સોસાઇટીમાં વનસ્પતિ–આહારના સંબંધમાં જણાવ્યું હતું કે જો ઇંગ્લાંડ માંસાહારી ન હોય તો તે પોતે ઘણું ધાન્ય પકાવી શકે અને વિદેશના ધાન્ય પર તેને પરવશ રહેવું પડે નહિ. જર્મનીએ ઇંગ્લાંડની ખાદ્યાદિની બોટો ડુબાડી દેવાથી આજે આપણે જોઇએ છીએ કે જે હજારો એકર જમીન હત્યાલયોનાં ઢોર માટે ખુલ્લી પડી રહી હતી તેમાં આજે ધાન્યના વાવેતરના છોડવાઓ ઝુમી રહ્યા છે.

## શીકાર.

પ્રાણી પ્રતિ આપણી ભાવના એ આપણા દેશના સુધારાનું મુખ દર્શન છે. જેમ વધુ સુધારો હોય તેમ કોમળતાના અંકુરો વધારે હોય છે. આ દૃષ્ટિએ જોતાં પણ આપણામાં કેટલુંક જંગલીપણું હજી રહેલું છે. રમત ગમત કહીને હત્યા કરવાથી ક્રૂરતા ઘટતી નથી. શીકારને નામે પશુ–પક્ષીઓનો નાશ કરવો, બંદૂકથી તેમને ઠાર કરવાં અને મરણની અવસ્થાના તેમના તડફડાટમાં રસ લઇને આનંદ લેવો એ એક જાતની હડહડતી ક્રૂરતા છે. અને તેથીજ ઘણા સારા માણસો આવા શીકારથી વેગળા રહે છે. એટલા માટે આપણે લોક મત એવી રીતે કેળવવો જોઇએ કે જેથી આવી ક્રૂરતા થતી અટકે.

## પ્રાણીઓની હત્યા અને કાપકૂપ.

ઉપરાંત બીજી ઘણી ક્રૂર રીતિઓ અસ્તિત્વ ધરાવે છે. બજારોમાં એક હંડીઆમાં

સખ્યાબંધ મરઘાં મારી ચગદીને પૂરવામાં આવે છે. મુંબઇ અને કલકત્તા જેવાં મોટા શહેરોની અંદર દુધાળા ઢોરોના તબેલા ઘણી ખરાબ સ્થિતિમાં હોય છે. આથી એક વધારે સુધરેલી ક્રુરતા એ છે કે વિજ્ઞાન માટે પ્રાણીઓની વ્હાડકાપ કરવામાં આવે છે. જો કે આથી નવું જાણવાનું મળતું હશે, એ ખરૂં છે, પરંતુ નવું શીખતાં સારૂં મનુષ્યત્વ અને તેના કોમળ ભાવોને આપણે ગુમાવી દઇએ છીએ અને આપણી લાગણીઓ બુઠ્ઠી થઇ જાય છે. આપણી પૌરાણિક કથાઓમાં કહ્યું છે કે “ ગરીબોનાં આંસુ રાજ્યાસનોને પણ ઉંધાં વાળે છે.” અને વળી આ ક્રુરતાનું પણ પ્રાયશ્ચિત [illegible] હોવું જોઇએ અને તેથી કરીનેજ નવા નવા ઉપદ્રવોનો ફેલાવો કદાચ આવાં નિર્દય કારણોને લીધે પણ હોઇ શકે.

આપણે મૂળ કારણો તરફ વળતા નથી અને થીગડ થાગડ કરી લૂલા બચાવો કરીએ

છીએ. પરિણામ એ છે જે દુ:ખ કાયમ રહે છે. આ અને પેલા રોગપર આપણે રસીઓ મૂકાવીએ છીએ કારણ કે એ ઘણો સહેલો અને સરળ ઉપાય છે. પણ ગટરો સાફ રાખવાનું, પાણીના નળો ચોખ્ખા રાખવાનું, ગલીઓ સાફ રાખવાનું તથા એવાં બીજા ખર્ચાળ પગલાં ભરવાનું પૈસાના લોભને લીધે આપણને સૂઝતું નથી. અને આવી ઘાતકી કૃત્રિમ નવીન શોધો કરવામાં મંડયા રહીએ છીએ. આપણામાં જો અક્કલ હોત તો રોગોના મૂળ કારણો તરફ જાત અને આપણાં શહેરો તથા ઘરો એવાં સ્વચ્છ રાખત કે જ્યાં જીવ-જંતુઓ પેદા થાયજ નહિ. પછી આપણને કોઇ રસીની જરૂર પડશે નહિ અને આવી નવીન શોધો કરવા માટે હજારો પ્રાણીઓના જીવ લેવાની જરૂર રહેશે નહિ.

## ફેશનની ક્રૂરતાઓ.

આ સ્થળે હું કહીશ કે ફેશને પણુ કાટ વાળ્યો છે. પક્ષીઓની પાંખો અને તેના પીછાંના વપરાશ માટે હજારો પંખીઓની હત્યા થાય છે. કાચબાની પીઠને માટે એ ગરીબ પ્રાણીને જીવતુંજ બાળી નાંખવામાં આવે છે. હાથીદાંતને માટે હાથીને એમને એમ કગર જુલમગારથી મારવા પડે છે. આ બધી ભલે ફેશન હોય, પરંતુ તે એક પ્રકારની ક્રૂરતાજ છે. માત્ર પ્રજાનો સંયુક્ત અવાજજ આવી ક્રૂરતા દૂર કરી શકશે.

### કૂતરાંનો નાશ.

હિંદુસ્તાનમાં બે બાબત સૌથી મહત્વની છે. એક તો અત્રે કૂતરાંની ઘણી સંખ્યા છે. અને ઘણી વખતે તો તે આપણુને નકામા બોજ જેવી છે, પરંતુ શું તથા તેને મારી નાખવા એ મનુષ્યને ઘટતું કામ છે ? તેમની

સંખ્યા અટકાવવાને માટે તેમના જન્મ ઉપર અંકુશ મૂકી મ્યુનીસીપાલીટીઓએ ફાયદેસર પગલાં લેવાં જોઈએ. એથી ઘણો સારો લાભ થઈ શકે એમ છે.

## ઢોરો તરફ આપણું વર્તન.

બીજી બાબત ઢોરોની છે તે પર આપણે વિચારીએ, ચોખ્ખાં દૂધની ઘણી જરૂર છે. એના પર હજારો બચ્ચાંની જીંદગીનો આધાર છે. આના સંબંધમાં ગૌ પરિષદે ઘણું સારૂ કામ કર્યું છે. આવી પરિષદો અનેક હોવી જોઈએ. આપણે ઢોરોને ઉછેરવાની તથા તેમનું પાલન કરીને તેમની સંખ્યા વધારવાની સૂચનાઓ ડેરી કંપનીવાળાઓને આપીને અને તેને લગતી બાબતો શીકતો વર્તમાનપત્રોમાં પુષ્કળ ચર્ચવી જોઈએ. અમેરીકા આ બાબતમાં આપણને ઘણું શીખવી શકે તેમ છે. આપણી જાહેર સંસ્થાઓએ

પોતાના તરફથી સંખ્યાબંધ પ્રતિનિધિઓ આવા પ્રકારના વિદેશની સ્થિતિનું અવલોકન કરીને રીપોર્ટો કરવા સારૂ દેશપરદેશ મોકલવા જોઈએ.

મુંબઈના ખેતીવાડી ખાતાના વડા મી. કીટીંજ કહે છે કે સંખ્યાબંધ ભુંડાં, રોગીષ્ટ અને દૂધના તથા ખેતીના કામને માટે નાલાયક થયાં હોય તેવાં ઢોરોને ખોરાકને માટે કાપી નાંખવા. એ મહાશય કહે છે કે એથી માંસ નિકાશ થાય, તો હિંદને આર્થિક લાભ થાય એમ છે આ લાભ થાય કે કેમ, અને એવાં ઢોરોનું માંસ ખાવામાં, આપણા વિદેશી બંધવાઓ ઉપર્યુક્ત મી. કીટીંજ મહાશયના કહેવા પ્રમાણે આપણને કમાણી કરવા દે કે કેમ, તે તો હું જાણી શકતો નથી; પણ હું સુચવીશ કે આપણે ભારત પુત્રો આર્થિક લાભ, એટલે કેવળ રૂપીઆ આના પાઇનો

લાભજ નથી જોતા. જેમણે આપણી સેવા કરી છે તેમને માટે જો આપણને કંઇક ખર્ચ સહેવું પડે તોપણ તે એક આપણા જીવનનો દૈવી આર્થિક લાભ છે, એમ આપણે માનીએ છીએ. પશ્ચિમની માફક "દયા એ સારા પરિબળનો ગેર ઉપયોગ છે." એવી આર્થિક ગણના આપણે આ ભૂમિમાં ઘુસાડવા માગતા નથી. આપણે તો એવું માનનારી પ્રજા છીએ કે કોઇપણ પ્રાણીને માટે જો જીવન વધારે સરળ થતું હોય તો તેથી ખરી રીતે ગેરલાભ થતોજ નથી. આપણો અભ્યુદય મનુષ્ય વડે નહિ પણ કૃપાળુ ઇશ્વર દ્વારાજ થાય છે.

## ભાર વહેવડાવવાની નિર્દયતા.

ઘોડા ગાડીમાં તથા ગાડીમાં ઘેડાને અને બળદને ઘણી વખત બેહદ બોજો આપવામાં આવે છે. પ્રાણીપર ઘાતકીપણું ગુજરાતું અટકાવનારી મંડળીઓ ઘણી બાબતોપર લક્ષ રાખે

છે પણ તેઓ આ બાબત પર પુરતું ધ્યાન આપતી નથી. ઘણીવાર એક ગાડીમાં છ સાત જણ ચઢી બેસે છે આમાં હાંકનારનો દોષ નથી પણ જે સુધરેલાં સ્ત્રી પુરષો મુગા પ્રાણીના દુઃખનો વિચાર કર્યા વિના ગાડીમાં વિરાજેલાં હોય છે તેમનોજ દોષ છે.

## માણસો પ્રત્યની ક્રૂરતા.

આવા કેટલાક જુલમો છે જેને માટે માણસ જાત જોખમદાર છે અને આપણે જીવદયાવાળાઓ જે માટે ચળવળ કરી રહ્યા છે. પરંતુ માણસો માણસ પ્રત્યે જે જુલમ ગુજારે છે તેનું શું ? આ વિરૂદ્ધ આપણે બારે પ્રયત્નો કામે લગાડવા જોઇએ કારણ દરેક માણસ ઇશ્વરનું ઉમદા બાળક છે, અને એ ખરૂં છે કે સુધારાએ તેમને પોતાનો આત્મા ખીલવવાની દરેક તક આપવી જોઇએ. આવા અનર્થો ઘણા છે અને તેમાંથી થોડાક હું બતાવીશ.

સ્ત્રીઓ તથા બાળકો તરફ જાણે અજાણે આપણે જે અનિષ્ટો કરીએ છીએ તે તરફ આપણે વિચારવું જોઇએ. સ્ત્રીઓને વખતો વખત આપણે એવી પાછળ રાખી છે કે હવે તેઓ આખરે આપણાથી છૂટા પડી સ્વતંત્ર રીતે હકો માગવા લાગી છે, અને પોતાનું નસીબ અજમાવી જોવા મથી રહી છે. હિંદુસ્તાનમાં તે દીવસ એક મહાન આશીરવાદ રૂપ ગણાશે કે જ્યારે કુમારીકાઓને કુમળી વયે પરણાવી દેવામાં નહિ આવશે, અને તેમના પર યોગ્ય સમય પહેલાં માતૃત્વનો ભાર નાંખી દેવામાં આવશે નહિ. માણસની માફક સ્ત્રીઓમાં પણ ઇશ્વરત્વ સરખી રીતે રહેલું છે. અને જ્યાં સુધી હિંદુસ્તાનનો અર્ધ ભાગ અંધકારમાં રહેશે અને તેને પુરૂષોની માફક પોતાની જાતને સમજવાની તથા પોતાના વિચારો બહાર લાવવાની તક મળશે નહિ ત્યાં સુધી હિંદુસ્તાન એક પાંખે ઉડવાની કોશીસ કરે છે એમ

નિઃસંદેહ માનવું. છતાં પણ નીરાશ થવાનું કારણ નથી. કેમકે હિંમત સ્ત્રી પુરૂષો અજ્ઞાન બ્હેનોને મદદ કરવા તથા તેમની સારવાર કરવા તથા તેમને શિક્ષણ આપવા બહાર આવ્યાં છે, અને સેવા સદન, સ્ત્રીઓનાં મંડળ, મહિલા વિદ્યાલય વીગેરે બીજા મંડળો આના દ્રષ્ટાંતરૂપ છે.

## ક્રુરજીઆતપણે વહોરેલી અનીતિઓ.

કેટલેક ઠેકાણે કન્યાઓને વેસ્યા તરીકે વેચવામાં આવે છે અને એ પણ એક પ્રકારની ક્રુરતાજ છે. આની ક્રુરતા પ્રત્યે આપણું લક્ષ ખેંચાયું નથી. આમાં મૂળ દોષ પુરૂષોનોજ છે. તેમનાં કામાંધપણાને લીધેજ સ્ત્રીઓનું આવી રીતે હલકા પડી જવાનું તેમના ધ્યાનમાં આવતું નથી. આવી રીતે નીચે પડી જતું જીવ અટકાવવું પુરૂષોના હાથમાંજ છે. પશ્ચિમના દેશોમાં આ તરફ લક્ષ અપાવા મંડાયું છે. સ્ત્રીઓ સ્ત્રીઓની મદદે આવી છે, અને એવી માગણી કરે છે કે હવેથી કમલ કોડ

ચાલશે નહિ, અને જે યુવાન પુરૂષ પોતાની પત્નિ તરીકે એક પવિત્ર સ્ત્રીની આશા રાખે, તે પોતે પણ તેજ પ્રમાણે પવિત્ર હોવો જોઈશે. જ્યાં સુધી વેશ્યાનો ધંધો એકદમ નાશ થાય નહિ ત્યાં સુધી આપણે એટલુંજ ઇચ્છીશું કે કોઈપણ કુમારીકા અગર સ્ત્રી, દગાથી અગર અણઘટતા દબાણથી એવા ધંધામાં ફસી પડે નહિ, તેની તપાસ રાખવી. આવી જાતના જુલમ કરનારાઓને સખત કાયદા કરાવી પુરતી શિક્ષાને પાત્ર કરાવવા જોઈએ.

## વિધવાઓ.

વિધવાઓનું દુઃખી જીવન આપણી દ્રષ્ટિ મર્યાદામાં આવવું જોઈએ. વિધવાઓમાં કેટલી બધી સુંદર બુદ્ધિ છુપાઈ રહેલી હોય છે તે સર્વને ખબર છે. અને જો તક આપવામાં આવે તો તેઓમાંની કેટલીક ઉત્તમ શિક્ષક, વૈદ અને નર્સ થઈ શકે તેમના પુનઃલગ્ન નજ થઈ શકે એ રિવાજ દુષ્ટ છે. આ બાબતમાં

જનમત ગેર વાજબી છે. અને તેથીજ તેઓ ઘણીવાર કુદરતને તાબે થઇ અહી તહીં વિધ વાપણાના મતનો ભંગ કરે છે. પુરૂષોની માફક જેમને ઇચ્છા હોય તેમને ફરી લગ્ન કરવાં દેવાં. અને ત્યારેજ આપણે સત્ય નીતિ જોઇશું અને હાલમાં નીતિને નામેજ ઢોંગ અને આડંબર ચાલી રહયો છે તે ત્યારેજ બંધ થઇ પડશે.

## બાળકો.

બાળકોનો ઉદ્ધાર એ જીવદયાનું ભવિષ્યનું એક અંગ થઇ પડશે. ઇંગ્લાંડ અને અમેરીકામાં બાળકો માટે મ્યુનિસીપાલીટીઓ તરફથી ખાસ સંભાળ લેવામાં આવે છે.

ઇંગલાંડના બ્રેડફર્ડ નામના શહેરની મ્યુનીસીપાલીટીમાં બાળકોની સંભાળ માટે એક ખાસ ખાતું કાઢેલું છે. તેનાં દરેક બાળકની સંભાળ લેવામાં આવે છે. બાળકના જન્મ પહેલાંથીજ તેની મા જો ગરીબ અવસ્થામાં હોય તો

તેને ખોરાક પુરો પાડવામાં આવે છે. જન્મ થયા પછી મ્યુનીસીપાલીટીના ડાક્ટરો તેની સારવાર કરે છે. અને જેમ છોકરૂં મોટું થતું જાય છે તેમ તેને માટે ચોખ્ખાં દુધ વગેરેની સવડ કરવામાં આવે છે. પશ્ચિમમાં બાળકો માટે આટલી બધી સંભાળ રાખવાનું કારણ એ છે જે ત્યાં સ્ત્રીઓ જાહેર જીવનમાં જોઇતા પ્રમાણમાં ભાગ લે છે અને પોતાની જાતીનો દરજ્જો અસરકારક રીતે રજુ કરે છે. અત્રે પણ બાળકોની જોઇતી સંભાળ લેવાની ખાસ જરૂર છે.

## ગરીબના ઘરોની સ્થિતિ.

ગરીબોના ઘરોની સ્થિતિ પણ દયાજનક છે. આપણે જીવદયા માનનારાઓએ આવા દુઃખો જોઇ જાગૃત થવું જોઇએ, અને સુધારાના બહારના ઢોંગથી છેતરાવું જોઇએ નહિ. માણસો યોગ્ય રીતે ખોરાક મેળવી શકે છે કે નહિ તે જોવાની આપણી ફરજ છે. એટલુંજ

નહિ પણ તેઓને રહેવાને સારા મકાનો તથા બીજી જરૂરીઆતો છે કે નહિ તે પણ જોવું જોઇએ. આ બાબતમાં સોસીઅલ સરવીસ લીગે સારૂં કાર્ય કર્યું છે, અને તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. મજુરો માટે સારા રહેઠાણો, સ્વચ્છ પાણી, પુન્તુ હવા અજવાળું છે કે કેમ તે તપાસવું જોઇએ.

## ત્રીજા વર્ગના ઉતારૂઓ.

રેલ્વે તથા સ્ટીમરના ત્રીજા વર્ગના ઉતારૂઓને પડતી મુશ્કેલીઓનો પણ જીવદયાના કાર્યમાં સમાવેશ થાય છે. રેલ્વે ગાડીમાં તેમને પડતી અડચણો આપણે ઘણાએ નજરે જોઇ છે અને મહાત્મા ગાંધીજીએ તે બરાબર વર્ણવીછે. તેમને સ્ટીમર પર પડતી હાડમારી મેં મારી જાતે જોઇ છે, વળી રેલ્વે ગાડીના એક ડબ્બા ઉપર મેં મારી નજરે વાંચ્યું છે કે " આ ડબ્બામાં ૨૯ યાત્રાળુઓ, ૮ ઘોડા અગર ૧૦ ટટ્ટુ ભરવા. " એટલે કે જે ઘોડા માટે લાયક તે જગ્યા માણસો માટે લાયક ગણાઇ છે.

આ લખાણમાં મનુષ્યત્વનો કેટલો અભાવ છે તેનો વિચાર કરી લ્યો. આ બધું મુંગે મોઢે સહી લેવામાં રેલ્વેના અધિકારીઓનો નહિ પણ આપણોજ દોષ છે. આપણામાંથી જેઓ કેળવાએલા છે અને સાધનવાળા છે, તેઓ જ્યાં સુધી ગરીબોનો પક્ષ કરી વહારે ધાશે નહિ ત્યાં સુધી આવા જુલમો ચાલુ રહેવાના એ નક્કી છે.

## નાના જુલમગારો.

આ સિવાય ગરીબો ઉપર કેટલાક અધિકારીઓ જે જુલમ ગુજારે છે, તે પણ એક વિચારવા જેવું છે. ભોળા મનના ખેડુતો તથા ગરીબ શહેરીઓની અજ્ઞાનતા તથા લાચારીનો ખોટી રીતે લાભ લેવામાં આવે છે. ગરીબ ખેડુતોને ધક્કા મૂકી દાય છે અને તેમના તરફ ઘણુંજ અસભ્ય વર્તન ચાલે છે. આ રીત કેવળ વિદેશીઓ નહિ પણ હિન્દીઓ પણ

પોતાના દેશ બંધુઓ તરફ ગુજારે છે. આપણે પ્રત્યેક વ્યકિતની કીંમત સમજવી જોઇએ અને દરેક માણસને રાષ્ટ્ર-પ્રજાનો એક ભાગ સ્વીકારવો જોઇએ.

## લડાઇ.

લડાઇ એ પણ સુધારાનું એક અતિ અમાનુષી પગલું છે એ પણ એક દીવસ નષ્ટ થશેજ. લડાઇ એ દુઃખનું કારણ નથી પણ અસર છે. જે અન્યાય તથા નીર્દયતા માણસો ગુજારે છે તેને પરિણામે મનુષ્ય કર્મના ફળ તરીકે લડાઇ, બખેડા પ્લેગ વગેરે આ પૃથ્વી પર આવી પડે છે. હજી આપણે એમ માનીએ છીએ કે આપણી પૃથ્વી અને ઇશ્વરનું સ્વર્ગ એ જુદાં છે. પણ પૃથ્વી અને સ્વર્ગ એકજ છે અને તે ઇશ્વરને વાસે છે તે હાલ અહીંજ છે અને અત્યાર પછી પણ અહીંજ રહેશે.

## જીવદયા ધર્મ.

પ્રાણી માત્રની સેવા એ દૈવી આવાહન છે. આપણે આપણી મુશ્કેલીઓ સામે લડવા

જેટલા દૃઢ થઇએ છીએ તેટલું આધ્યાત્મિક બળ એ લડાઇને લીધે આપણામાં આવે છે. જ્યારે આવો કોઇ મનુષ્ય પોતાનું કાર્ય કરતો હોય છે ત્યારે તેને સર્વોપરી આનંદ મળે છે. કારણકે જ્યારે તે જીવોના ઉદ્ધારને અર્થે કાર્ય કરે છે, ત્યારે તે જાણતો હોય છે કે હું ઇશ્વર પ્રીત્યર્થે મારૂં કાર્ય કરૂં છું; કારણ કે આત્મા અને પરમાત્મા એકજ છે અને ઉપનિષદોમાં આપણને ઋષિ મુનિઓએ એજ શીખવ્યું છે. જેમ જેમ મનુષ્યના આત્મામાં આત્માના સંબંધમાં આપણા વિચારો વધારે શુદ્ધ થતા જાય છે તેમ તેમ આપણી સાધનાશક્તિ ખીલતી જાય છે. જીવદયા એ એક ધર્મનુંજ સ્વરૂપ છે. અને વિશ્વની ચાલુ સ્થિતિમાં તેની ખાસ જરૂર છે. કહ્યું છે કે દયાના અણુમાત્રથી સમસ્ત વિશ્વ એકજ ભાસે છે. જીવોને માટે સહન કરવું એ સર્વોપરીપણાની પ્રાપ્તિનો ટુંકામાં ટુંકો રસ્તો છે.



Printed by
Ishwardas Kasandas Kapac
at his Jain Vijay P. Pre
Laxminarayan Wadi's Khapati
Chakla Surat

Published by
Chhotubhai Dajibhai Desai
Sonifalia Surat.

